# બોલતી ફોનોગ્રાફ

ઉર્ફે

# બાદશાહી ગાયનમાળા

## ભાગ ૧ થી ૧૨

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

બુકશેલર મણીલાલ ભાઈશંકર વ્યાસ.
ઠે૦ સ્ટેશન રોડ,
વીનસ સીનેમા પાસે—સુરત.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૨૮. પ્રત ૩૦૦૦.

સુરત—ખરાનપુરી ભાગળ પર આવેલા શ્રી "મોઢેશ્વર"
પ્રિ. પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે છાપી.

કીંમત ૬ આના.

સુરત તથા બહારગામોમાં ઘરેઘર પ્રખ્યાત થયેલી

# ચતુર સુંદર ગરબાવળી.

સુધારા વધારા સાથે આવૃત્તિ ત્રીજી.

આ ગરબાવળીમાં નીચે મુજબ ગરબાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. શેઠ સગાળશા, મીરાંબાઈ, નળરાજા, સતી સાવિત્રી, જસમાઓડણ, તીલક મહારાજ, ગહાકાળી, હનુમાન બજરંગ, રાધા કૃષ્ણની દાણ લીલા, મેંદી, રણછોડજી, શંકર પાર્વતીના તપ, સુભદ્રાનું મોસાળું, તુળશી વીવાહ, રાધા, કુંવરી ગીત, પંદર તીથીના, સીતાજી વગેરેના ગરબાઓ.

આ ગરબાવળી દરેક ગૃહસ્થોની લાયબ્રેરીમાં રાખવા લાયક છે. **કીંમત દશ આના.**

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર મણીલાલ ભાઈશંકર વ્યાસ.**

ઠે. વીનસ સીનેમા પાસે—**સુરત.**

# બોલતી ફોનોગ્રાફ

......ઉર્ફે......

## બાદશાહી ગાયનમાળા.

**સંસાર સાગર—**

હું તો નાજુક તબીયત વાળી, મારી તબીયતને સાચવજો,
મારા મિજાજને સંભાળી, મારી તબીયતને સાચવજો.
મમ્માની માનીતી હું છું, પપ્પાને બહુ પ્યારી,
વાત કરે કોઈ ગુસ્સે થઇ તો ધડકે છાતી મારી.
ઉઠી સવારે આઠ વાગતાં, તરતજ ચા પીનારી,
લેટ થાય જો મીનીટ એક તો તબીયત જાશે મારી.

**સંસાર સાગર—**

ઘરને સંભાળી રાખતાં, વાડી જતી રહી;
લટકાળીને લોભાવતાં, લાડી જતી રહી.
સીધી સડક જાતો હતો, ત્યાં થાંભલો નડયો,
મોટર અમારા પ્રેમની, આડી જતી રહી.
જાવું હતું દાદર ઉપર પણ ભાન ન રહ્યું,
એ મોહમાં માહીમની ખાડી જતી રહી.

**સંસાર સાગર—**

જવાની રાતે રીસાઈ બેઠા, મનાવા ગઇ તો કહે કે ઉંહું;
પૂછયું મેં છે કાંઈ ગુન્હો અમારો, કહોને કંઇ તો કહે કે ઉંહું.
ગુલાબ ડોલર ગુંથીને લાવી, પૂછયું કે એમાં ગમે શું તમને?
નયન નચાવી જરાક હાંસી કરી મેં, ત્યાં તો કહે કે ઉંહું.
હું યે તોફાની ને એ હઠીલા, નમ્યું ન એમાં એકેય આપે;
હૃદય કહે કે કલહ તજી દ્યો, હઠીલી જીભે કહ્યું કે ઉંહું.
મને રડાવી રડયા હતા એ, હસ્યા હસાવ્યા વિના સિધાવ્યા;
પછી મેં કાગળ લખ્યો ક્ષમાનો, જવાબમાં એ લખે છે ઉંહું.

**સંસાર સાગર—**

નૉનસેન્સ, એક ડગલું કેમ ભરાય?
આ ટેન્ડર પગ લચકાય,
સુવા શૉફરને શું થાય?
સ્કુલટાઇમ તો થયો છે ઓવર,
મોટર નવ દેખાય.

પ્રેકટીસ વીણ કેમ ચલાય? નહીં એડીકેટ સચવાય;
અમ્બ્રેલા તો લાવી નથી, આ તડકો કેમ સ્હેવાય?
સ્પેકટીકલ્સ ભૂલી આવી ઘેર છું, રસ્તો નવ દેખાય;
હજી સુધી રામો નથી આવ્યો, પુસ્તક કેમ ઉચકાય?
હવેથી ભણવા નહીં અવાય.

**સંસાર સાગર—**

અમારો બંગલો સાગરને કાંઠડે, એકલડાં કેમ કરી રહીએ ?
સીમલા ને કેશ્મીર છેટાં રહ્યાં,
કહો હવા ખાવાને ક્યાં જઇએ ?
માથેરાન દેવલાલી જોવાં ગમે નહીં,
ચાર પાંચ સીઝન રહીને થાકી ગઇ;
મોટરમાં બેસવા ગમતાં નથી હવે, ક્યારે એરોપ્લેન લઇએ ?
એવણ અમારી સાથે આવે તો, લંડન અમેરીકા જઇએ !

**સંસાર સાગર—**

છે કર્મકથા મમ ન્યારી રે, હું તો ના પરણી ન કુંવારી.
છું કુલીન કુટુંબની નારી રે, ભર દુનિયામાં દુઃખીયારી.
રસિક પંખિણી રાજહંસી, સંસાર સરોવર રમતી;
હંસ બની કોઈ કાગ આવ્યો, મને છેતરી મૂકી ભમતી.
પરણીને જ્યાં બની પનોતી, યુવતિ બની મટી બાળા;
સૌભાગ્ય ગયાં, વિધિ વૈરી થયા, મારે કરમે આવ્યાં કાળાં.
તન સળગ્યાં, પણ મન નહીં સળગ્યાં, લાલચ ગઈ લલચાવી;
કોઈ વિલાસીએ સપડાવી, મને વનવગડામાં રખડાવી.
પ્યાલી સુધાની બતાવી ગયો, નર નટખટ વિષ પીવરાવી;
વેશ્યાને ઘર વાસ વસાવા, નિર્લજ્જ જાળ બિછાવી.
હસવા ગઈ દુનિયાને, હાથે કરી મેં હાંસી કરાવી;
કોને કહું ? ક્યાં જાઉં ? મને ગયું છેકજ ભાન ભૂલાવી.

**સિરાજુદ્દૌલા—**

પૂછો કોઈ પરવાનાને !
શમા પર બળી મરવાને, અધીરા થતા એ શાને ?
ન જાણે કોઈ એમાં મજા શું દીવાનાને.
દીપકમાં ઝળકી રહ્યો, અજબ પ્રેમનો રંગ;
સુંદરતાના શોખમાં સળગી મરે પતંગ.

**સિરાજુદ્દૌલા—**

એ ગઈ છતાં એની છબી આવે નજરમાં,
આંખો ગજબ જાદુ ભરી ખુંચી જીગરમાં.
દેખાવમાં ભોળા છતાં જાદુ ભરી એ,
રાખે હજારો તીર કાતિલ વાંકી ભમરમાં.
ગાલો મહીં લાખો ગુલોની લાલી છૂપાવી,
ઉભી'તી નજાકત ભરી એ રશ્કેકમર ત્યાં.
પરવા ન તાજો તખ્તની એ નાજો અદાપર,
વણમૂલ વેચાયા અમે માશુકના કરમાં.

**સિરાજુદ્દૌલા—**

મધરાતડી વીતી ગઇ પણ આંખડી હજી ના મળી,
નૂરેનજર થઈ આકળી દીલબર વિના બેબાકળી.
રશ્કે કમરની રોશનીથી રોશની ઝાંખી થઈ;
એ રોશનીને શું કરૂં દીલ રોશની ના ઝળહળી.
ક્યાં સુધી કરવી સબર દીલદારને કૈં ના કદર,
એ સબરમાં ને સબરમાં દીલદાર થઈ ગઈ દુબળી.

**સિરાજુદ્દૌલા—**

જેવી કરે જે કરણી તેવી તરત ફળે છે,
બદલો બુરા ભલાનો અહીંનો અહીં મળે છે.
ઉંચે ચડે છે ત્યારે સહુને જે તુચ્છ ગણતા,
પટકાય જ્યારે નીચે ત્યારે સમજ પડે છે.
હસતાઓને રડાવે રોતા ઉપર હસે જે,
રોનાર તેને કોઇ આખર નહીં રહે છે,
આપ્યા વિના ન મળશે વાવ્યા વિના ન ફળશે,
ઇન્સાફ એજ કુદરત અહીંનો અહીં કરે છે.

**રા' કવાટ—**

જુઓ સ્વામી રામનાં કર્મો કેવાં દુનીઆમાં ઠર્યાં છે.
ધરો ધર્મ હૈયે તમે પ્રભુ રામનો,
સાર સંસારનો વડીલની સેવામાં છે.
સમજે સપુત એ સાચો બીજો રામ છે.
શ્રવણની ભકિત કેવી હતી ભીષ્મની પણ તેવી.
કંઇ અમર પુત્રો પીતૃ ભકિતથી ઠર્યા છે.

**રા' કવાટ—**

દુઃખી કે દરદીઓ કોઇ, ભૂલેલા માર્ગવાળાને,
વીસામો આપવા ઘરની, ઉઘાડી રાખજો બારી.
ગરીબની દાદ સાંભળવા, અવરના દુઃખને દળવા,
તમારા કર્ણ નેત્રોની, ઉઘાડી રાખજો બારી.

અતી ઉજાસ કરનારા, તીમીરનો નાશ કરનારા,
કિરણને આવવા સારૂ, ઉઘાડી રાખજો બારી.
થયેલા દુષ્ટ કર્મોનાં, છૂટા જંજીરથી થાવા,
જરા સત્કર્મની ન્હાની, ઉઘાડી રાખજો બારી.

**શાલિવાહન—**

અમર કામ જે કરે જગતમાં તે નર અમર ગણાય,
જગ કલ્યાણે જીવન વીતાવે યુગ યુગ એ પૂજાય;
મનુષ્યમાં તે જન દેવ મનાય.
આત્મ ત્યાગના ઉજવળ વૃતના ઘર ઘર ગીત ગવાય.
જેમ પુષ્પ ખરી કરમાય,
પણ વાસ વિમળ રહી જાય.
કીર્તિવાસના કીર્તિવંતની અખિલ જગે ફેલાય.

**શાલિવાહન—**

હાયરે સુવા મધુકરની બીક છે અપારરે,
ફુલડાં થોડાં ચુટયાં મેં સોહામણાં.
ગુણીયલ ગુલાબ તોય કાંટા ભરેલો,
મોગરો તો માનમાં મરે છે;
ચંપાની વાસતો સ્હેજે સ્હેવાયના,
કેવડામાં કાંટાનો મારરે—ફૂલડાં.
કાંટા વિનાનો સુવાસથી ભરેલો,
હૈયે તે હીમશો લાગે;
દીલને ડોલાવે એવો ડોલરીયો,
હું તો ગુંથીશ એનો હારરે—ફૂલડાં.

**શાલિવાહન—**

સુખની ગણાય છાય, કમનીય જેની કાયા;
આરામ ત્યાં છુપાયા, રમણી મહાન માયા.
મદમસ્ત હસ્તીઓનાં, કુંભસ્થળો
કે લાખ ખડગથી જે, રોકાય ના લગારે,
તે સ્નેહજમાંજ સ્ત્રીના, કરપાસમાં કસાયા—રમણી.
અલકાવળીની લટમાં, કે રકત અધર પટમાં,
દ્રગ બાણની ઝપટમાં, કે ઉભય ઉરજ ઘટમાં;
લપટાય નહીં એવા, નર કોઈ નથી સૃજાયા—રમણી.
જો સ્વર્ગ હોય શ્યામા, સંસાર સ્વર્ગ સમજો;
જો નર્ક હોઈ નારી, તો જગત નર્ક સમજો,
પણ સર્વ જીંદગીનાં, સુખ દુઃખ ત્યાં છુપાયાં—રમણી.

**શાલિવાહન—**

માગું તમારી માયા, કાયા હશે ત્યાં છાયા,
સ્વામીન્ તમારે ચરણે, વૈભવ બધા શમાયા,
જગની તમે વિભૂતિ, વિભૂતિ હું તમારી સ્વામી,
મારા અને તમારા, યોગો અમર લખાયા.
વૈભવ બીજાને આપે, કષ્ટો બીજાનાં કાપે,
પરમાર્થે પ્રાણ ત્યાગે, ત્યાગી ખરા ગણાયા.
દીન રાત જેણે જાગી, સેવા જગતની સાધી,
પ્રભુતા ભર્યા એ જીવો, જગમાં પ્રભુ મનાયા—માગું.

**શાલિવાહન—**

લક્ષ્મી વિણુ લક્ષણવંતાની, કીંમત નહીં અંકાવાની
ભાગ્યવિનાની લક્ષ્મી ઘરમાં, આવી તે વહી જાવાની.
લક્ષ્મી તું છે મૂળ દુઃખનું, જ્યાં ત્યાં કલેશ જગાવાની,
ચંચળ થઈ ઘરઘર ફરતી તું. સારાં કર્મ તજાવાની.
એકનું લઈ બીજાને આપે, તું પણ છે મોટી ક્યાંની,
હીકમત છે બસ એકજ તારી, હસ્તાનેજ રડાવાની.

**પૃથ્વીરાજ—**

સંપ વિનાની સુખ સંપતનાં વ્યર્થ અરે અભિમાન;
　　　　　　　　　　કુસંપે ખોયું હીન્દુસ્તાન
નથી દૂર, છે દ્રષ્ટિ આગળ કુસંપનાં પરિણામ—કુસંપે.
અદેખાઈની આગ વિષે અજ્ઞાની;
પડયો વીર જયચંદ બની અભિમાની;
પાણીપતમાં પડયા પ્રતાપી પૃથુરાજ ચોહાણ—કુસંપે.
ગયો ત્યારથી ભાગ્ય રવી સંતાઈ,
પરવશતાની ઘનઘોર નિશા પથરાઈ;
પછી ભારતી ભર નિદ્રામાં ધરી ઉદયનું ધ્યાન—કુસંપે.

**પૃથ્વીરાજ—**

હો રામજી ઢોરાં ચારીને પેટ ભરીયે
પરણ્યામાં તો પીડા મોટી જોતરાં તાણી મરીયે
એથી ભલું તો વાંઢાપણું કે નફકરા થઇને ફરીયે—

કયારેક જીવ જો ચાળે ચડે તો મન મનાવા ફરીયે
મીઠડા બોલી કોયલ સાથે કાંકરી ચાળા કરીયે—
નાંહ વાઢીને વાંહળી કીધી લલકારી શું કરીયે
ગોપી વિનાના કાન અમે તો એકલા મુંઝાઈ મરીયે—

**પૃથ્વીરાજ—**

નથી ગમતી નગરાળી નાર, એતો ખાંતે કરે ખુવાર.
નખરાથી એ નાચ નચાવે, એ નારી શું કરીયે !
મોહ લગાડ મનડાંને તો મોત વિના પણ મરીયે;
લોકો કહે મૂરખ સરદાર—
હેડું જોઇને હસતી ચાલે એને ઝપાટે ન ચઢીયે.
આડું જોઇને આંખ મારે તો ઢગલો થઇને પડીયે;
એથી દૂર રહ્યામાં સાર—

**પૃથ્વીરાજ—**

હાયરે પીઉયે છોગાં મેલી ને મને છેતરી,
મોહમાં ભુલી હું ભાનરે—કેવડાનાં છોગા મેલીને મને છેતરી
જાતી ફુલ વીણવા ત્યાં વેણી ગુંથી લાવતો,
કાલો થઈ થઇને બાઈ અમને બનાવતો,
મીઠી મીઠી વાતડી કરી કરી,
પાણીડાં હું જાઉં ત્યાં તો પાછળ એમ આવતો,
કાંકરી મારીને પોતે હસીને હસાવતો,
થાકી હું ઘડુલીયો ભારી ભારી.

માલવપતિ—

હૃદયના શુદ્ધ પ્રેમીને નીગમનાં જ્ઞાન ઓછાં છે;
ન પરવા માનની તોયે બધાં સન્માન ઓછાં છે,
તરી જાવું બહુ સ્હેલું છે મુશ્કિલ ડુબવું જેમાં,
એ નિર્મળ રસ સરિતાથી ગંગાસ્થાન ઓછાં છે
પ્રણય કલહે વહે આંસુ ચુમે ચાંપી હૃદય સ્વામીન્
અરે એ એક પળ માટે જીવનનાં દાન ઓછાં છે

માલવપતિ—

હાલને મીઠી માળવે જઇએ માળવે ઝાઝાં માન;
તારી પ્રીતડી જોડાણી મારા જીવથી—
કંટક તારા પ્રેમનો કાંટો વાગ્યો મને આરપાર;
ઝણઝણાવે તું જીવ મારો કરી ઝાંઝરનો ઝણકાર;—
બોલો મારા રાજવી રાણીને શું અપાવશો ?
મોતીડે મઢાવશો કે હીરલે જડાવશો ?
હા માગીલ્યો મહારાણી જોઇએ તે આપીશ આણી;
કડલાં કાંબી કંદોરા કસબી છાયલ છેલાણી
એમાં શું એથી પણ ઝાઝું માગ મોહના રાણી
ઓ છેલ છબીલી નાર હું વારી હૈયા હાર

માલવપતિ—

એક સરખા દિવસ સુખના કોઇના જતા નથી;
એથીજ શાણા સાહ્યબીથી લેશ ફુલાતા નથી;—

ભાગ્ય રૂઠે કે રીઝે એની તમા તેને નથી;
એજ શુરા જે મુસીબત જોઇ મુંઝાતા નથી;—
ખીલેતે કરમાય છે સરજાયતે લોપાયા છે;
જે ચડે તેતે પડે એ નીયમ પલટાયા નથી;—

**રા' નવઘણ—**

જન શું ગુમાન રાખે જીંદગી નથી સદાની
દીનચાર ખીલી ચંદા પલમાં ડુબી જવાની
રાવણ સરીખો બળીયો યુદ્ધે ચડીને હાર્યો
સીતાપતિ શ્રીરામે અભિમાન ઉતારી માર્યો—જન.
જ્યારે ઈંદ્રપદ લેવા બળિને મતિ જ્યાં વ્યાપી
વામન સ્વરૂપે ત્યારે ક્ષણમાં ભૂમિને માપી—જન.

**છત્ર વિજય—**

હવે હાલો હલામણ રાજમાંરે કરો કેદની મજા.
હાય ભોમાંથી ભાલા નીકળ્યાંરે ભોગ લાગ્યા ભગા.
જોયું કેવાં લડાવ્યાં લાકડાંરે મજા ચાખો ગગા.
{ રાજ રાખો કંઇ રીત—નહોય પરાણે પ્રીત
બધું ઠીક છે ઠીક ( ૨ ) }
રાજને રીઝાવશો તો સર્વ સુખે માણશો,
પ્રેમી પંખીડાને પ્રીતેથી પાળજો.
તેજા બનીને ઝંડાને ઝુલાવજો—હાલો.

## વીર તાનાજી—

મ્હારી ખીલતી ફુલવાડીના ઝૂલતા ગુલાબ
રૂડા રસથી છલકાય, રસથી છલકાય;
રસભોગીની આશ વીણુ થઇને નીરાશ,
રડ્યા કરમાઈ જાય કરમાઈ જાય. —મારી૦
મીઠી, મીઠી, સુગંધને ફેલાવતા,
બ્હેક બ્હેક દીલને બ્હેકાવતા એ
મંદ સમીરતણા સ્પર્શ તણો લેવાને લ્હાવો;
મુવા લચકાઈ જાય, લચકાઈ જાય. —મારી૦

## એમાં શું ?—

નયના કસુંબી કર આયે,
શ્યામ બોલો, કીસ બીધ રયના બિતાઇ,
કોના સોતનને કીની ઢીટાઈ—નયના.
બાલ બિખરે હય, ભાલ તિલકના, નયનોમેં નિંદ ભરી
તુલસીકી માલા તુટ ગઈ હય, અબ કરોના ચતુરાઈ;
બયરનસે મેરી નેહા લગાઈ,
પ્રીત મોરી છાંડદી;
કુબજા કો તો બચન દીયો થો
અબ કોનસે મન (૩) લલચાઇ...............નયના.

**એમાં શું ?—**

કોયલીયાં કુક સુનાવે,
ખીલી વસંત બહાર..............કોયલીયાં.
કોન સખી મોહે બસંત સુનાવે, મેએ તલસું બારબાર
પાપી પપૈયા પિયુ પિયુ બોલે, પિયા પરદેશી યાર;—કોય.
જીયા પિયા બીન જલે દીન રયના, જોબનવા દીન ચાર,
મયેં નવ જોબના જોગન બનુંગી,
પિયા મીલન દુશ્વાર—કોયલીયાં.

**આર્ય રમણી—**

બઉ બઉ ડહારે આઇવું અમારેટારી પીવાની ટાનુંરે લોલ
વાયું જુવાનીનું વાનુંરે લોલ —ટારી પીવાનું૦
યુ બોય
અન્જોય, આ ટારી પીવાનું ટાનુંરે લોલ—બઉ૦
મને મનરામાં લાગેચ મજાનુંરે લોલ —ટારી૦
ખાટ્ટી મીઠ્ઠી ટારી ને ખાટ્ટી મીઠ્ઠી લ્હેર,
ખાટ્ટી મીઠ્ઠી વાટો કરટાં,
ચીટરૂં મારૂં ચોરાનુંરે લોલ —ટારી પીવાનું૦
માઇ ડીઅર
લુક હીઅર
બીજું હું કંઇ નહીં જાનુંરે લોલ
મન કાલજું મારૂં કોરાનુંરે લોલ—ટારી પીવાનું૦

આર્ય રમણી—

એગમરી હું મારી, વ્હાલી કાલજરાની કોર,
મારા જુના પુરાના મોર　　　　....એગમરી
છામલીઓ હું મારો,
હું ગોપી હું માખન ચોર
ખરેખર ડહારો આપનો ઓર　　　　....એગમરી
લગનના લ્હાવા લઇહું ભેટીને પ્હોરના પ્હોર,
ઝુખમાં રઇહું કીકલી,
બહુ ઠા ના નખરાખોર,
મારા જરીપુરાના મોર　　　　....એગમરી.

આર્ય રમણી—

જીવણુ નેં રે જાવા દઉં આજ
　　　　વનમાં રાતલડી રાખું,
આવડી ભાઇબંધની શી હેર,
ઉતારા કરોને આપણે ઘેર,
ઉતારા નેં કરીએ ગોરી,
રે સાથે ભાઇબંધની ટોળી　　　—જીવણુ નેં રે !
આવડી ભાઇબંધની શી હેર,
વાસો કરોને આપણે ઘેર,
વાસો નેં કરીએ ગોરી,
રે સાથે ભાઇબંધની ટોળી　　　—જીવણુ નેં રે !

**આર્ય રમણી—**

દુઃખના દહાડા દેખીને, દઇએ ન દૈવને દોષ,
કર્તા તું તુજ કર્મનો, જીવ તજી દે શોચ
સંચિત તરૂએ ફલ જે આવે,
મનમૂરખ મનસુબા તજી દઇ ભોગવી લેને ભાવે,
સુના સંસારને સમજી સોનાનો કર્મને કોણ નમાવે,
વિપદ વાદળ ઘોર ઘેરાયાં અશ્રુ કાં વરસાવે,
નયન તું અશ્રુ કાં વરસાવે!

**વિક્રમ શનિ—**

જેને નયન બાણ વાગ્યાં હોય
તેજ જાણે.
નયન બાણ—
જે રસીલા ન હોય તે શું
જાણે મજા?
શું જાણે મજા?—જેને.

**સાખી.**

નારી તણાં નમણાં કટાક્ષે
જે હૃદય વિંધાય નહીં
તે પુરૂષ પત્થર હશે?
જેને પ્રીતી સમજાય નહીં

એક મીઠી એ સેર
 વિધાતાને ગમી.
સ્નેહ આંબાની શાખ
 પાણી રહી છે નમી.

—કાંન.

## વિક્રમ શનિ—

હાલ હાલ મારે લાગણીયે.
નેણાંરા લોભી રાજ મેળે હાલોની.
હાલ હાલ મારા મનરા મોજી
કાંઈ ચાળે લાગો રાજ— મેળે૦

મેળેરી ઉમાઈ છેલ હું તો,
પગે પાળી ચાલું રે,
નહીં તો મારે છેલ ભમરરે
કાંધે ચડની રાજ— મેળે૦

સાવણરા સરણાટા ભમરજી,
ભાદરવેરી ઝડીયાં હો,
પ્રીતડી તુટેલા છેલ મારો
માથો પડીગો રાજ— મેળે૦
હાલ હાલ મારા મનરા મોજી,
કાંઈ થારી મરજી રાજ— મેળે૦

**વિક્રમ શનિ—**

પરણીને કરશું પ્રેમની મીઠી મીઠી વાતો
કંઈ પહેલે મ્હારે પ્રીતીની વ્હાલી વ્હાલી વાતો
ધીમી ધીમી આવે મારો, વ્હાલમજી પધારે વાંસે
છાતીમાં કાંઈ કાંઈ થાય છે, અરે હાંરે મારી છાતીમાં.
મીઠી મીઠી વાતો વ્હાલો, કહે કાંઇ કાનમાંહી,
અંતરમાં હાંરે મારા અંતરનાં, હાંરે મારા,
છાનો રતીપાળી પેસી જાય છે—પરણીને.

**કૌન સરસ—**

સ્વપનેકા રાજ હયે, યહ દુનિયાંમે સાર નહી
આંખ ખુલતે હી રહા, ઇસ્સે સરોકાર નહિ....ઇસ્સે
બંદે કિસ ભુલમેં તું, કરતા હય મેરા તેરા
ડેરા ઉઠનેહિ તેરા, કોઈ મદદગાર નહિ....કોઈ
તેરા તનભીતો નહિ, અંતમે હોગા તેરા
માયા બીજાર હયે યે, સચ્ચા કોઇ યાર નહિ....સચ્ચા૦
બાત બરસોંકી યું હી, સોચતા નાદાન રહા
એક પલકે ભી લીયે, હોતા હોશીયાર નહિ....હોતા૦

**કૌન સરસ—**

આફત આતી હયે મર્દોકે ઉપર નામર્દોકો આફત કયા હયે
ગહનભી હોતા હય ચાંદકે ઉપર છોટે સિતારોકો ગહનસે કયા હયે
તંગીકા ઘેરા સખીકે ઉપર મુઝ બાઝીગર તંગી કયા હયે

**કૌન સરસ—**

મારે બરાબરીરા દોસતિયા નજરારો મેલો રે
છયલ નજરારો મેલો રે
મયે ઢોલા થને કદ કહયો કે થે જાજો પરદેશજી
પરદેસાંરી કાંમણીં થાને રાખેલાં બિરમાયજી—નજરારો.

**દોહા.**

સાજન ડોર સનેહકી, મત દીજો છીટકાય
ટુટયાં ફિર સદસી નહી, બીચ ગાંઠ રહેજાય
કુવામેં કઠોલડી કહી ડુબે ને તિરજાયજી
સાસુ થારો દીકરો મને માણે ન નટજાયજી—નજરારો.

**કૌન સરસ—**

જગાકે હારી હો બાદિલો જગેકના હાં હાં બાદિલો
જગેકના
દોખુનારિ ચોકરી ઉસ્પે કાતે શુનરે કતેકના—જગા૦
પિયુ કારન પીલી ભઇરે લોગ કહે ભરો રોગરે બચેકના
—જગા૦

**દોહા.**

સાજન સાજન મયેં કરૂં સાજન જીવ જડી
સાજન લીખવું ચુડલે બાંચું ઘડી ઘડી
સાજન થારે દેસમે નીપજે તીન રતન
એક ઢોલો દુજુ મારવન તીજે કસુંબો રંગ

**કૌન સરસ—**

માશુક મીલી હયે બીના તો આશક ફુટા ઢોલ
ઉંટ ઓર બિલ્લીકી જોડી યૈ જોડી હયે અનમોલ
જયસે બુઢી ઢઢાકે પયરોંમેં હો રમઝોલ
બિધના જાને યે શાદી યા બરબાદીકી પોલ
એક સાથ કુવેમે જાયેગી યૈ રસ્સીયે ડોલ
દુનિયાં હસેંગી સારી યે રોયેંગે દિલખોલ
મંગલ મંડપકે બદલે હોગા મસાન બેમોલ
રથકે બદલેમેં અરથી ગાના હરિબોલ હરિબોલ હરિબોલ

**તુર્કી હુર—**

દુન્યામેં જબ ધનપાના—કલકે લીયે બચાના
દોલત ભી હયે એક ખેતી—જો બોયે ઉસે ફલ દેતી
રખ ધન જોહો ફલ ખાના
બુરે દિનમેં ન ભાઈ ઓર ન જાયા કામ આતા હયે
ફક્ત અપના કમાયા ઓર બચાયા કામ આતા હયે
સબહિં હસતે હુએ મિલતે હયે જબતક ચાર પઈસે હયે
ન પુછેગા કોઈભી મુફલીસીમેં આપ કયસે હયે
મતલબકા યાર જમાના કલકે લીયે બચાના
નહી રહતી હયે મછલી ભી નદી જબ સુક જાતી હયે
જો દઉલત હયે તબ તુમ દુલાહો ઓર દુન્યા બરાતી હયે

જો કલસે બેગમબર હોકર નહી હુયે આજ આપેમેં
વોહ દર દર ભીખ માંગેગા ગરીબી ઓર બુઢાપેમેં
મત દઉલત સુફત ગવાના કલકે લીયે બચાના

**મનહર બંસી—**

બંસીવાલે મોહના દર્શન દિખાના તો સહી,
દીલ તરસ્તા હે ઝરા બંસી સુનાના તો સહી.
લબપે બંસીકી લટકહો યમુનાકે તટપે ખડે હો,
ઐસી ઝાંકી સ્યામ પ્રીર મુજકો દીખાના તો સહી.
રાસ ભૂમીકી જગે હે મુકટ સરપે ભી રખા હો,
રસ ભરી બંસીકી તાને પ્રીર બજાના તો સહી.
આઓ જલ્દી સ્યામ સુંદર દેર કયું કરતે હો તુમ,
કુંજમે આકે ઝરા ગીતા સુનાના તો સહિ.
આરજુ હરદમ હમેશાં યેહ કિશોરી લાલકી,
અપને કૂચે કાપતા ગીરધર બનાઓ તો સહી.

**મનહર બંસી—**

પડી હો નૈયા જો મઝધાર,
લગાઓ સત્સંગસે પાર;
નસ નસ કો તું તાર બનાલે,
તનકી બનાલે સિતાર;
રોમ રોમ સતકા ગુણ ગાવો,
સતકા કરો ઉચ્ચાર;
યેહી ડુબોંકો તારણહાર—પડી.

સતકી બાંધી લક્ષ્મી,
સત દ્વારે રહે જાય;
પ્રાણ તજો પર સતમત છોરો,
સત છોડે પત જાય,
સતકો સતહે તારણહાર—પડી.

**મનહર બંસી—**

બસમે હોતે આએ ભગવાન ભક્તકે,
એસા ભક્તને ડાલા ફન્દા નાઈ રૂપમેં બનગે નન્દા;
પ્રેમસે ચર્ણ દબાએ—ભગવાન.
ગજ પર કીની કૃપા ભારી નરસી ભક્તકી હુંડી તારી,
શામલશા બન આય—ભગવાન.
યાદવ માર દિયે એક ક્ષણમે શુરવીર ભારી થે જીનમે,
સબકે શીશ કટાએ—ભગવાન.
કેશ પકડ કર કંસ પછાડા સાધુ રૂપમેં રાવણ મારા,
રાજ બિભીષણ પાએ—ભગવાન.
કૌરવોંકે દફતર ઉઠવાયે રથ ચડ રણ ભુમીમેં આએ,
અર્જુન માન બઢાએ—ભગવાન.
દ્રૌપદી જબ દુષ્ટોને ઘેરી રાખી લાજ કીની નહિ દેરી,
સભામેં ચીર બઢાએ—ભગવાન.
ધ્રુવ પર તુને કૃપા કીની ભાગીરથકો ગંગા દીની,
પિતૃ ગતી કરાએ—ભગવાન.

## મનહર બંસી—

સોયા હે ક્યું મુસાફીર જરા દેખ આંખ લારકે,
ઈતના નહિં હે માલુમ દિન હે ચલા ચલીકે,
જીસ કમલ ફુલ પર તું બન ભ્રમર ગુંજતા હે,
મીચ જાયગા યે ગુંચ્ચા છુપતે હિ ઉસ રવીકે.
માતા પીતા બ ભ્રાતા સૂત મીત્ર ઔર નારી,
ફાની જહાં મે સારે મહેમાન દો ઘડીકે.
દારા રહા ન કારૂ હોકર ગયા સીકંદર,
સબ કુચ કર ગેહેં ડંકે બજા બજાકે.
અર્જુન કહાં કરણ હે ઔર ભીમસે ગદાધર,
ગુલશનકે ફૂલ સારે હુએ ભેટ સબ ખીજાંકે.
કર દૂર દિલસેં દુનિયા તૃષ્ણાકો જમ્ઞ કરકે,
ઝગડોંકો તજ કિશોરી ચલ તું ભી દર હરીકે.

## મનહર બંસી—

ગયે મથુરાકો તજ મોહન કહાં ઘરબાર કર બૈઠે,
કહે દુઃખ દર્દ હમ કિસસે કહાં મનમાર કર બૈઠે;
સતાયા કંસકે જુલ્મોને સબકો માર ડાલા હે,
સુનાઈ હમ કરેં કીસસે કહાં મનમાર કર બૈઠે.
તડપતી ગોપીયાં સારી બીલકતી ગૌવેં હેં ભારી,
ઉન્હેં અબ છોડ કર મોહન કહાં દરબાર કર બૈઠે.

હુઆ બીરાન બ્રીંદ્રાબન જહાં તુમ રાસ કરતે થે,
હમારા પ્રેમ તજકર અબ કહાં સરકાર બન બેઠે.
પડી સૂની યહાં પરહેં વોહ સારી કુંજકી ગલીયાં,
કન્હૈયા તુમ કહાં અબજા નયા બાજાર કર બેઠે;
કભી રહેતે હો કુબજા કેકભી રાધાસેં રમતે હો,
ચુરા કર ચિત્ત હમ સબકા અબ આંખે ચાર કર બેઠે.
પત્તા મીલતા હે અબ તેરા કહીં કોઈ ગામ ગોકલમેં,
જભીસે હમભી એ નટવર યહી ઈકરાર કર બેઠે;
કિશોરીલાલ દુઃખ સારે કહેં ગીરધરસે જા કરકે,
સફરકા બાંધ કર બીસતર તભી તૈયાર કર બૈઠે.

**મનહર બંસી—**

યે ચક્ર દુનિયાકા ચલ રહા હે ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે,
યે દૌર દુનિયાકા હે દુરંગા ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
કભી જહાંમે બહાર આતી કભી યેહ સુરત ખીજાં દીખાતી,
ઈસી તરેસે મનુષ્ય જીવન ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
તમામ દુનીયાકા ભર ખજાના કહાથા કારૂને મેં ખુદા હું,
રહા જહાં પર ન વોભિ કારૂં ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
રહા ન દારા ન વો સીકંદર ન મહેલ ખુશરોકા હે નિશાં અબ,
ગયા જહાંસે ભી શાહ અકબર ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
કહાં હે અર્જુનસે ધનુષધારી કહાં વોહ દાતા કરણસે દાની,
હુવે જહાંસે વો સબ રવાના ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.

ન બીર રાવણ ન કંસ હેંવા ન ભીમ જૈસે ગદા કે ધારી,
ઉજડ ગયા હે વો સારા ગુલશન ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
કિશોરી લીલા પ્રભુકી ન્યારી ન અંત ઉસકા કીસીને પાયા,
અજબ નીરાલા યે હે જમાના ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.

**મનહર બંસી—**

બિહારી બંસી બજાને વાલે બિહાર ભારતમેં કરને આજા.
પડા હે સૂના વોહ બન મધુબન તુ ફિરસે કરદે બહાર આજા.
યે દેશ તેરા બીગડ રહાહે યે ચમન તેરા ઉજડ રહા હે
જો ફૂલ બીખરે પડે હુવે હેં તુ કરદેચક જાં અંબાર આજા.
હરેક દિલમેં હરેક ઘરમેં યેહ ફૂટડાયન જો ધુસરહિ હે
ઉઠાકે અપના વોહ ફીર સુદર્શન મીટાદે ઈસકા નિશાન આજા.
હે જંગ ભારતકા વોહિ ઘરઘર બને હે અર્જુનસે લાખોકાયર
સુના દે ગીતાકા ઈનકો લેકચર ઓ મુરલીવાલે મુરાર આજા
મીટાદે આલસકો ભરદો શક્તિ કરેં જો નિશદીનયે દેશ ભક્તિ
જો નીંદ ગફ્લતમેં સો રહે હેં કિશોરી ઉનકો યેહ જગાદે આજા.

**મનહર બંસી—**

જર સીકંદરને જમાકર કૈહ દીયા મેં હું ખુદા,
વખત પડને પર ખુદાસે સબ લગે હો ને જુદા.
સબ મુલક યુનાનકે હિક્મત ગરોંસે યું કહા,
એ તબીબો ઈસ વખત હો મોતકી કોઈ દવા.
અપની રૈયત ઓર બજીરો બેગમોસે ફિર કહા

હે કોઈ મુજકો બચાને કે લીયે અહેલે બકા.
હેર દોલતકે લગા કર હાથમેં લે કર કહા,
તું ભી મુજકો છોડતી હે અબતો મેં તનહા ચલા.
મરતે મરતે યું લગે કહેને જનાજે કો મેરે,
હાથ ખાલી હોં કફનસે બહાર હો મેરી રજા.
ઓર તબીબોંકે જનાજા યેહ મેરા કાંધે હે પેહા,
ગંજભી હાં ફોજમે ભી સાથ હો સારી સીયા
ઓર સીકંદરકા જનાજા કૂચે કૂચે મે ફીરે,
તાકે સબકા યેહ ફ્રીમાદી આખરીયકા યે મજા,
કરને વાલોંને મુતાબિક હુકમેંકે સબ કુછ કીયા.
કબરસે ભી હાથ ખાલી છોડના યેહ થા કહા,
ઉસકા લખતે જીગર થા ઉસકા જીગર કટને લગા,
પૂંછતી હે હર બશરસે હે સીકંદર કૌન જાહ.
કબર પર અપને પીસરકી યેહ સુખન કહેને લગી.
ઓ સીકંદર યેહ ભલા મુજસે કીયા કેસા દગા.
ઉઠ જરા ઘર ચલ મેરીજાં મુજસે મત નરાજ હો,
અે સીકંદર એ સીકંદર વો મુહબત ના ભુલા.
બુદ્ધિચંદ્ર અર્શસે આવાજ યેહ આને લગી,
આ ચુકે હે દસ સીકંદરસે યહાં લાખો દફા.
તું જીસે રોતી હે બુઢીયા વાહ સીકંદર કૌન હે,
યે ખ્યાલ હે ખામે તેરા કીસપે હોતી હે ફીદા.

**મનહર બંસી—**

બંસરી બજતી નહિં ભારત હમારા સો ગયા,
બન મધુ બનકા કન્હૈયા અબતો સૂના હો ગયા.
જીસ મનોહર બ્રંદા બનમેં તુમ રચાતે રાસ થે,
વાહ ભી ક્રીકેટ ખેલનેકા અબ તો સર્કલ હો ગયા.
ત્રેતાયુગ દ્વાપુરમેં બહેતી દુધકી નદીયાં થી જો,
અબ મીલા બ્રુકબોન્ડહે વાહ સબ રવાના હો ગયા.
ઔર દહીં માખનકે બદલે સોડા લેમોનેડ હે,
એકસો નંબર વનકો પીકર દેશ નિર્ધન હો ગયા.
તાન મુરલીકી સદા સુનતે થે યમુના તીરપે,
બન્સરી જાતી રહી ઘર ઘરમેં બ્યાનો હો ગયા.
મથુરાસે મટરાપટી કહ અબ બુલાતે હે તુમ્હેં,
મુકટકે બદલે યહાં અબ હેટ સરપે હો ગયા.
દ્રશ્ય દ્વાપુરકા બનેંગા ફીરસે ભારત લોક ભી,
જબ કિશોરી લાલકા ગોકુલ ઠિકાના હો ગયા.

**મનહર બંસી—**

ઘન શ્યામ તેરી ભારત મેં યાદ હો રહી હે;
હરદીલ બ હર બસરમે યેહ પુકાર હો રહી હે,
કૌન તેરે સીવા સંકટસે બચાલે આજા.
કાયએ દિલમેં સનમ ખાનયે દિદમે મેરે,
મસ્જીદેં હે તેરી તેરે હે શીવાલે આજા.

જબસે તું રૂઠકે ગોકુલસે સગયા મથુરા,
તબસે અંધેર હે આંખોમેં ઉજાલે આજા.
અપને ભકતોંકા દીલ ન દુખાયા કરો,
જરા પ્રેમકા પાઠ સુનાયા કરો
કાનગી કુંજમેં છુપેહો મોહન,
ઢુંઢતે ફીરતે હેં તુજકો તેરે ગવાલે આજા.
અપને ઘરકા પતા તો બતાયા કરો—અપને.
હિંદ વાલે સો રહે ગફલતકી ગહેરી નીંદમેં
તુમ ભી સોયે હો કહૈન્યા અપને સાગર ક્ષીરમેં
જીસ મનોહર બાંસુરીને બસકીયા ત્રીભુવન કોથા,
જીશ તેરી ગીતાને અર્જુનકો શીખાયા જ્ઞાન થા,
ઉસી ગીતાકા પાઠ સુનાયા કરો.
જરા પ્રેમ ભકતપેં લાયા કરો—અપને.
ગજકો જો તેં છુડાયા ગરૂડ બાહન છોડ કર,
અબ કિશોરીકીભી નૈયા ફીર બચાઓ આનકર,
ઇસકી નૈયાકો પાર લગાયા કરો.

**મનહર બંસી—**

જાને કયા મોહનકી નજરોને ઇસારા કર દીયા,
તાન મુરલીકી બજાકે મુજપે જાદુ કર દીયા.
સાંવરી સુરત તુમારી મદભરી આંખોને કયા,
ચુટકીયાં લે લે જીગરમેં દર્દ પેદા કર દીયા.

દીલકો દિલમેં રખકે દિલબરને કીયા કેસા દગા,
આપ દીલ દેતે નહિ મુજકો દીવાના કર દીયા.
નાગની! જુલ્ફોંને તેરી બનકી નાગન ડંસ લીયા,
હમ તડપતે રહે ગયે એસા અસર ક્યા કર દીયા.
ચલ રહી કુચમે તેરે બેગાના તલવાર હે,
બે કસોંકે બનકા તૈને યેહ દરીયા કર દીયા.
રાત દીન મેં હસીકી હાલતમેં કિશોરીકો કીયા,
તુમ તો પર્દેમેં રહે ઓર મુજકો રૂસવા કર દીયા.

## અક્કલનું પડીકું—

તમે જો જો ન વાયદા વીતાવજો.
પીયુ પહેલી પેસેંજરમાં આવજો;
હાર તોરાથી સ્વાગત શોભાવજોરે—પીયુ.
શિલ્કની કીનાર કોઈક વાયલ આછેરાં,
કોઈક નવા નાટકના અચ્છાં ઓપેરા.
થોડા હેડબીલ હેર ઓઈલનાં લાવજોરે—પીયુ.
એક હારમોન્યમ પેરીસનું લાવજોરે,
આવવાના તાર મને આગળથી આપજોરે.
તમે સામા સ્ટેશન પર સીધાવજો—પીયુ.

## અક્કલનું પડીકું—

આપ પાપડવાડીમાં પધારજો હેરીલાલ,
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.

૨ ગરંગીલા ચાલ મારી 'ડાસમાં તુલસી કયારાનું નિશાન છે?
છજામાં ! તુલસીના ઝાડનું નિશાન છે—હેરીલાલ.
અણંદ અને અભંગ આજ સાંજ પહેલા પધારજો.
ફડતાવાળાનું તોફાન છે, જ્યાં ફડતાવાળાનું તોફાન છે—હે૦
જોખમ ભરેલું કામ પુરી પંચાત છે, ધાસ્તી છે! આફતમાં
જાન છે, મારા બાપ ધાસ્તી છે—હેરીલાલ.

**ઝવલહરે મેહફીલ—**

છોટી બડી સુઇયાંરે જાલીકા મેરા કાડહના,
એક સુખ પાયા મયને અમ્માકે રાજમે—અમ્માકે રાજમેં
સાથ સહેલીયાંરે ગુડયોંકા મોરા ખેલના—છોટી,
એક સુખ પાયા મયને અમ્માકે રાજમે—અમ્માકે રાજમેં
ગોદ ભતીજારે લડકા પે મોરા ખેલના—છોટી,
એક દુખ પાયા મયને સાસકે રાજમેં—સાસકે રાજમેં
આધી આધી રાત ચકકીકા મોરા પીસના—છોટી,
એક સુખ પાયા મયને નનંદકે રાજમેં—નનંદકે રાજમેં
ગીલાસીઆ અધનરે ચુલેહકા મોરા ધોકના—છોટી.
એક દુઃખ પાયા મયને દેવરકે રાજમે—દેવરકા રાજમે
છોટી મોટી પેચકરે, બીયોંકા મોરા ગુંદહના—છોટી,
એક સુખ પાયા મયને સૈંયાકે રાજમે—સૈંયાકે રાજમે
આધી આધીરાત બાગોંકા મોરા ટહેલના—છોટી,
એક દુખ પાયા મયને સૈયાંકે રાજમે—સૈયાંકે રાજમેં.
સૈયાં હે નાદાન મેરા યેહી તો મેરા ઝેકના—છોટી.

**ઝવહરે મેહફીલ—**

જાતે હો કહાં જાને જહાં,
અભી દીલ તો હમારા ભરાહી નહીં;
અભી બોસએ લબ તો મીલાહી નહીં.
અભી ગુનચએ દીલ તો ખીલાહી નહી,
કબ તલક ભલા ગમ ખાયે કોઇ;
કીસ તરહાન જાનસે જાયે કોઈ,
ઉસે ખાક ભલા સામજાયે કોઈ,
ઉશ બુત કો તો ખૌફ ખુદાહી નહીં;
કયું હંસ્તા હૈ મેરે રોને પર,
નાસેહ ઝરા અલ્લાહ સે ડર;
તુ કયા જાને હાલતે દરદે જીગર.
તુને દીલ તો બુતોંકો દીયાહી નહીં.
મૈને જો સવાલે વસ્લે કીયા:
વો "હમદ" મુઝે યે જવાબ મીલા,
તકદીર મે તેરે લીખ્ખાહી નહી;
તેરે દરદ જીકર કાં દવાહી નહી,

**આંખકા નશા—**

યે સુખ નહી આંખકા નશા હયે, પીયા જો યે વીખ બુરા કરોગે
તુમ અપને હાથોસે અપના બેડા ડુબાઓગે—ઓર કયા કરોગે
ટકોસે જબ જેબ હોગી ખાલી—સુનોગે ફીર બાઈજીકી ગાલી

ગલેમેં ગયેરોં કો હાથ ડાલે, હંસેગી વો તુમ જલા કરોગે
યહી કરીના અગર રહેગા–તો જર રહેગા ન સર રહેગા
ચમાર ખાતેમેં નામ હોગા, સડકપે ઝાડુ દીયા કરોગે
ન માન હોગા ન પ્યાર હોગા ગલેમેં લાનતકા હાર હોગા
ગલીકે કુત્તે હયે જયેસે જીતે ઉસી તરહ તુમ જીયા કરોગે

**આંખકા નશા—**

ક્યોં તોહે જીવનકા અભિમાન હય, હે મુરખ જીવન સ્વપ્ન
સમાન હય
દો હી દીનકા યહ સુખ સન્માન હય
યહ સંસાર મુસાફીરખાના–ક્યોં તુને ઇસિકો અપના જાના
તેરા અન્તિમ ઘર શમશાન હય.
જ્ઞાન રતનકો મત કર મંદા-જીવન હય એક ગોરખ ધન્ધા
મોહ લોભકા તોડ દે ફન્દા
કરલે કુછ ઇસ દેહમેં જબતક પ્રાણ હય
જગ હય ચલતી ફીરતી છાય,–દુઃખ સુખકા હય ખેલ બનાયા
સબકો ઠગતી ઠગની માયા
જો ઇસકે છલકો સમજે વો સુજ્ઞાન હય

**દેશ દીપક—**

લાખો અહિં ચાલ્યા ગયા, લાખો બીજા ચાલ્યા જશે
માટી તણી આ જીંદગી, માટી મહીં માટી થશે
મારી બીજાને માનવી, મનમાં ફુલાતો ના અરે

કાળ કોઇનો તું થયો તો, કાળ તારો કોઈ થશે
કહેજો અમારી માતને કર્તવ્ય પંથે હું સર્યો
નહિં તો બિચારી જીંદગીભર વ્યર્થ આંસુ સારશે

**હશીનોકા મુજરા—**

ચલી ઉલટી હવાયે જહાનમેં હાં હસવી જોરૂભી ગઈ કબ્રસ્તાનમે
વારે સાતીર ખુબડી બીગડા તેરે ઘરકા કામ—
ઇફિત્યારી ઔર શહેરીકા હો કેસે ઇનતે જામ
કેસે રોકે રખું મેં રમજાનમે.

જોરૂ મર ગઈ પાંચોને તો ઘરસે નીકાલા
ઇસસે ચારો ખુબી કેસી કરકે મું કાલા
પડે સરકારી તાલે મકાનમે

જોડના હું હાથ સાતીર ચરમ આપને નમ કરે
કુછ જીયાદા ઔર કુછ મામુલી ઔર કુછ કમ કરે
જીતને સરેઆજ હય ઇસ બાંહકા કુછ ગમ કરે
ઇસકે જીતને ખેલાડી વો મેરા માતમ કરે
એકને લાઠી એકને ઢોસા એકને મારી લાત
એકને મુછ એકને દામન એકને પકડા હાથ
યે ઇજ્જત હીંદુસ્તાનમે

જોરૂ મર ગઇ સાતીર બાઈ હો ગયા પરેશાન
પંચોકો તો ઘર મુબારક ઉસકો કબ્રસ્તાન
હમ બીત કીયે લગાયે મસાનમે
કકડયાં તો ખા ગયે કડવા કરેલા રહે ગયા
ઘોડીયાં તો ચલ બસી ખાલી તબેલા રહે ગયા
આયા કોલાહી ઝાઝ અબ તુફાનમે

**હશીનેકા મુજરા—**

તુને પીતકા વાયદા કરકે પીઆ, મોસે પ્રીત લગાના છોડ દીઆ,
ચંદ્ર મેહરકી અંખીયાં ફેર લીની, હરદમકા આના છોડ દીયા.
જરા દરશ દીખાકે બાદો સાજન, તોરે બોલોંપે વારૂં સબ તનમન,
તેરે ફંદમેં ખોયા સારા જીબન મેંને આના બીગાના છોડ દીયા.
ઈના ચાહસે પહેલે નેહ લગા, ઓર મનકો મેરે ફેર લીયા.
અયસે બસે કીસ દેશમેં બત, ઉત ઈસ દેશકા આના છોડ દીયા.
ભાયેં ગોરી નાખી અજમેરકો, ચલ જહાં અપને પીયાકા બાસા હુય,
પીઆ બીના કુછ ભાવત ના, મેંને દીલકા લગાના છોડ દીયા.

**સોનેરી જાળ—**

કાના તોને કેતગી લરાઈ કયું રે મેરી ચોલી ફુઆઈ–કાના
લાલ ચુનરીયાં લાલથી ચોરી કરત ચતુરાઈ
ડાલ ગાલપે કપટી કનૈયા, ચુંબન દે શરમાઈ
—સુદ બુધ મોરી તુંને હરાઈ–કાના
લાલ ગુલાલ ઉડાયો બદન પે સુનાનકો મયે લલચાઈ
ચીર ચુરાકે ચડયો તું કદમપે તોહે શરમ નહિ આઈ
શ્યામ મેં તો નાર પરાઈ–કાના

**ચંદ્રકળા—**

લખ્યું ભાગ્ય વિધીએ લલાટ વિષે
કદી કોઈથી ટાળ્યું નહિ ટળશે
ભલે રાય ઘેર થશે જન્મ તથાપિ
તે રંક દશા પણ ભોગવશે.

ગયો ગર્વ ગળી ભુપ રાવણનો
નીજ પુત્રી વરી હતી માળી ઘરે
લખ્યો લેખ વિધાતાએ તે ન ટળ્યો
કર્યા કોડ ઉપાય દશાનનયે,
નિજ માતા તણા હશે ગર્ભ મહિ
ભવ કર્મ બંધુ નીરમાણ થશે.
નથી ફેરવવા જે સમર્થ કદી
ભલે વિશ્વ વિરંચી વિભુ મળશે.

ધ્રુવકુમાર—

તમે ચેતોને સમય વીતી જાએરે....સુઘડ નર.
માનો જીવન વૃથા જાય હોજી.
માયાને મંદીરીયા ને કુટુંબ કબીલા જોઇ
હૈયામાં કાં હરખાય હોજી.
જમના કીંકર જ્યારે ઝાલીને જાશે ત્યારે,
તું તારા મનમાં મુઝાય રે.......સુઘડ નર.
હવે તો હરીને ભાઈ ભાઈ ભાવેથી ભજી લેને
કાં તું ગારામાં ગોથાં ખાય હોજી.
અરે અવતાર તારો એળે જો જાશે ભાઇ,
જીવડો ચોરાશીમાં જાય રે.......સુઘડ નર.

## દેવી દમયંતી—

બન્યા જે માયામાં મસ્તાન તે સૌ પ્રકાશમાં આવ્યા
થયા જે ગોરીમાં ગુલતાન તે સૌ પ્રકાશમાં આવ્યા
ગુરૂ ગોરી છબી ચંદ્રે અહલ્યા ઇન્દ્રે ભરમાવ્યા
સુરો પણ જો બન્યા સેતાન—ત્યારે
સુતાના રૂપના અંબાર ભીતર બ્રહ્મદેવને ભાવ્યા
ન જોયાં ધર્મ કે વિજ્ઞાન—ત્યારે
ભીલડી જેવી ભામા પર મન મહાદેવ દોડાવ્યા
નાચ્યા નાચ મુકીને માન—ત્યારે
અમે પણ જોઈ કો બુલબુલ ઉડાવી લાવ્યા કે ફાવ્યા
પછી લઇ લાભ ભુલશું ભાન—કે જો સ

## સતી સુલોચના—

અરે મન વૃથા વિચારો કરે, હોય જે ધાર્યું વિશ્વામ્બરે
અણ ચિંત્યું અદ્ધર'ની ટળે, અચિંત્યું આગળ આવી મળે
રામચંદ્ર મહારાજ અવધ રાજ્યાસનપર પગ ધરે
હરિ ઇચ્છાએ નરહરિ સરખા તજી રાજ વન ફરે—હોય
સીતા સરખી સુભાગ્ય લક્ષ્મી મૃગ માયામાં પડે
કનક કુરંગે ચર્મને વશ થઇ રાવણ કાંધે ચડે—હોય
જેનાથી નર નાગ સુર યમરાજ સરીખા ડરે
એવો લંક અધીશ શીશ દશ તુચ્છ કાશથી મરે—હોય.

**વસંત પ્રભા—**

શ્રી રામચંદ્ર રઘુવિર,
શ્રી સિતાપતી ભજી લેને મન, અવસર આવો એળે વહી જશેજી
ખિલી વસંતછેલા ખિલી જુવાની છેલા રશિયાસ પીલેને સુંબધામ
ખિલી વસંતછેલા ખિલી ફુલવાડી પ્રભુને શણગારી લે મન લ્હાવ
રમણી રૂપાળી હેને હૈડે ધરી બ્હાલા પીલે અધરામૃત રસપાન
નાથના અનાથનેએ અંતરધરી પ્રીતે બાળા ધરીને લઈ લે લ્હાવ

**ભજન—**

જીવલડા ઘાટ નવા ઘડે, પલકની ખબર તને નહિ પડે
માયાના મસ્તાન બનીકાં દુર્ગતી ક્યાં અળવળે
સાચા પુરૂષનો સંગ કરે તો મારગ સાચો જડે—જીવલડા
જે ઘેરે ઘડીઆળ વાગે નોબત ઘડઘડ ઘડે
તે ઘેરે જો કાગ ઉડે તો-ચિતચુગ આથડે—જીવલડા
મોહ મદીરા પીને મરકટ કુદી છાપર ચડે
મનડું મરકટ થાય તો વસે તો ચુક્તિ પુરી જઇ ચળે—જીવલડા
કર પ્રિતી પરમાત્મા સાથે ફોગટ ક્યાં આથડે
બુદ્ધિસાગર આત્મ ધ્યાને નહીં કોઈ તુજને નડે—જીવલડા

**વીર પુજન—**　　( સીકંદરના ચાર ફરમાન )

(૧) મહારા મરણ વખતે બધી મીલ્કત અહીં પથરાવજો
　　મહારી નનામી સાથ કબ્રસ્તાનમાં પણ લાવજો

**અર્થ**-જે બહુ બળથી મેળવ્યુ તે ભોગવી પણ ના શકયો
　　અબ્જોની મીલ્કત આપતાં પણ એ સીકંદર ના બચ્યો

(૨) મ્હારૂં મરણ થાતાં બધા હથીઆર લશ્કર લાવજો
પાછળ રહે મૃત દેહ આગળ સર્વને દોડાવજો

**અર્થ**—આખા જગતને જીતનારૂં સૈન્ય પણ રડતું રહ્યું
ત્રિકાળ દળ ભુપાળને નહીં કાળથી છોડી શક્યું

(૩) મહારા બધા વૈદો હકીમોને અહીં બોલાવજો
મ્હારો જનાનો એજ વૈદોને ખભે ઉચકાવજો

**અર્થ**—દરદીઓના દર્દને દફનાવનારૂં કોણ છે ?
દોરિ તુટી આયુષ્યની તો સાંધનારૂં કોણ છે ?

(૪) ખુલ્લી હથેલી રાખતાં જીવો જગતમાં આવતાં
ને ખાલી હાથે આ જગતથી જીવ સહુ ચાલ્યા જતાં

**અર્થ**—યૌવન ફના જીવન ફના, જરને જગત પણ છે ફના
પરલોકમાં પરીણામ ફળશે પુન્યના ને પાપનાં

* * * *

વદે શાસ્ત્રો અમર આત્મા, મરણની બીક શા માટે
અમર છે એક પરમાત્મા મરણની બીક શા માટે
શરીર આ કાચનો કુપો, તરત જો તુટવાનો તો
સમર માંહે અમર થાજો, મરણની બીક શા માટે
જનમતો ને ફના થાતો, ફના થઇને જનમ લેતો
વિધિનો તંત્ર એવો તો, મરણની બીક શા માટે

**સુર્યકુમારી—**

સોહામણી સ્વર્ગની વાટ એકદીન શોભાવજો હો રાજ,
રસીલા અમરાપુરી ઘાટ એકદીન શોહાવજો હો રાજ,

## સાખી

મૃત્યુ લોકનાં મનુષ્ય ક્યાં, ક્યાં અમરાપુરી વાટ,
અઘટિત કહો એ કેમ બને વશમી વીકટ એ વાટ
મુગટમણી તમે રાજસદનના પારી જાત તમે નંદન વનમાં
રાજવંશી દેવાંસી રસીકવર પ્રિત જ્યોત પ્રકટાવી પરસ્પર.
મેળવવા અંતરમાં, અંતર સ્વર્ગ અમારૂં સોહાવજો હો રાજ

**રા' માંડલીક—**

જો મરણ એ જીંદગીની છે અરે છેલ્લી દશા. (૨)
તો પરાર્થે અર્પવામાં આ જીવનના મોહ શા. (૨)—જો.
ખીલી કળી કરમાય છે–પુષ્પો મુકે પણ વાસના
અમર નર તે તો ખરા જે દીવ્ય કરતા વાસના! (૨)—જો
મારા તમે પરમાત્મા હું છું તમારો આત્મા (૨)
પરમાત્માને શરણે જતાં કૃત્ય થાતો આત્મા (૨)—જો.

**બળિરાજા—**

આનંદ મંગળ ગાવો, પરણાવી લેશું લ્હાવો,
મારી વેવાણ રસીલી જોડી શોભશે.
નિરખી કન્યા કહેશો, મુખ જોઈ તાકી રહેશો—મારી.
વાહ ઠીક મળ્યુ છે ટાણું, એક લુલુ ને બીજું કાણું;
મળી વેવાઇને વેવાણું ફેરા ફરાવોને ઝટ—આનંદ.
ફટાકિયા તમે જોશો, હોળીને દહાડે રોશો;
તેવી જાન જોડી હું આવું, દુનિયામાં ડંકો વાગશે–આનંદ.
તડાકિયા કહું તમને, અતિ ઉમેદ મનમાં અમને,
વાજાં વગડાવું જો જો, ફરશુરામનો ફડાકો–આનંદ.

**સરદારબા—**

દશા કરે તે કોઇ ન કરશે, મુરખ કરે અભિમાન,
પ્રાણી બિચારૂં તુચ્છ મગતરૂં, કાળ કથા અનજાણ
હું પદમાં મરડાઈ મરે પણ ધાર્યું કરે ભગવાન—દશા૦
નિરધનીઆ પળમાં ધનવંતા ધની થયા લાચાર
સદા સુખી કે સદા દુ:ખી નહિ કોઇ જગમાં રહેનાર
કુંપળ હસ્તી પાન ખરંતા, તે પણ છે ખરનાર
સત્ય ટેક ખાતર જે સહેસે, આફ્ત અપરંપાર
નામ અમર રાખે તે જુગ જુગ જન્મ્યું તેજ જનાર,
નાહક અકીન છોડે નીજ જન, સત સાહ્ય કરનાર.

**પૃથ્વીપુત્ર—**

માળ મોતીડાની મોંઘી મંગાવજો,
કંથ કોડીલા કંઠે પહેરાવજો;
ચોળી કસુંબી રંગે રંગાવજો;
સાડી સુંદર શરીરે સોહાવજો.
હોંસિલા હીરાની બંગડી બનાવજો,
કોમળ કર કુંદનને કંકણ દીપાવજો;
હાર હીરા માણેકે મઢાવજો—માળ૦
નીત્ય મીષ્ટ ભોજનીયાં ભાવે જમાડજો,
આછાં આછાં ફુલડાંની વેણી ગુંથાવજો;
સદન વિજળીની જ્યોતે સોહાવજો,
મીઠાં જોબનનાં જાંબુ ખવરાવજો—માળ૦

**માલતી માધવ—**

નાનકડી નાજુક નાર હું બહુ નાનકડી—બહુ નાનકડી. (૨)
મારા વ્હાલાની છું લાડકડી (૨) બહુ લાડકડી (૩)
આંખ તણે પલકારે, પટકું છું લાલને—
નાની શું સમજે વ્હાલાના વ્હાલને
હું તો બધુંએ સમજું છું. જાણી ભોળો ભરથાર તું બહુ માથે
ચડી (૩)....નાનકડી.

**અહલ્યાબાઈ—**

મને એવો પરણ્યો ભાવે, બોલ્યું માંખે લાડ લડાવે;
નોકર થઇને નમતો આવે, લાગે પાય, પાય, પાય,
મનગમતાં વસ્ત્રો લાવે, હીરા મોતીડાં મંગાવે;
પ્રેમે પ્રીતિરસ પીવડાવે, ચિતડું ચાય, ચાય, ચાય,
મીઠી બંસી હું એ મણીધર, મધુર નાદપર ડોલે,
નયન ઇશારે થનથન નાચે, ખમા, ખમા, કહી બોલે.
નમતો જાય, જાય—જાય.

ભલે મેઘ એ હોય શ્યામ, હું વીજળી થોડી થોડી,
કામણગારો કૃષ્ણ ગણીને, બનું રાધીકા ગોરી—જોડી;
જુગતી થાય, થાય, થાય.

ધોળે દિવસે રાત કહું તો હાજી, હાજી કરતો,
બની દીવાનો રૂપ રંગમાં, પાછળ પાછળ ફરતો,
રંક હોવે ધણી તો તેવો જોઇએ, લાગે પાય, પાય, પાય.

**અહલ્યાબાઈ—**

રાજ સમી સાંજના આવજો, સામી સડકપર બંગલો,
મીઠા મ્હેમાન આજ આવજો રે—સામી૦
પ્રીતી સરવરની પાળે પાતળીયા,
અમીરસ પીજો પીવરાવજો રે—સામી૦
કાયાને ક્યારડે મ્હેકે કસ્તુરી,
લ્હેરખડાં લુંટજો લુંટાવજો રે—સામી૦

**વલ્લભીપતી—**

માયા કોઈની ના થઈ, પિયુ ચેતો પગલે પગલે
કંઈક મુકી ચાલ્યા મહારાજા, અહીંની અહીંજ રહી,
કાયા માયા કોઈની રાખી નહિં રહી
કંઈક કમાયા લાખ કરોડો શુન્યની શુન્ય રહી
પરમારથમાં વાપરી લક્ષ્મી તેજ ખરી........

**વલ્લભીપતી—**

ઝટ જાઓ ચંદન હાર લાવો, ઘુંઘટ નહિં ખોલું હું
મને લાગ્યો એ હારનો નેડલો, તમથી નહિં બોલું હું
મોંઘી તારી માગણી મોંઘા તારા મૂલ.
મોંઘી તારી પ્રીતડી મેં કરતાં જ કીધી ભૂલરે
ઘુંઘટ ઝટ ખોલોને
મોહન મેં તો માંગીયો મોંઘો ચંદન હાર
લાવો હાર પછી પીયું તમે લુંટો જોબનીયાની બહારરે

**વલ્લભીપતી—**

મીઠીને મધુરીરે જોબનિયાની વાતડીરે
જોબનિયાના ચાળા કદી ન છુપાય
શરમીંદી સાહેલીરે જોબન વનમાં સંચરીરે
હાંરે મુકો કેડો મને કંઈ થાય
આંખલડી રંગાણીરે નાવલીયાના રંગમાંરે
હાંરે સખી શાને ચડાવો આળ.

**વલ્લભીપતી—**

મેઘ નાદે ધર્યો, મસ્તકે ત્યાં મર્યો,
ને અભિમન્યુ પણ શીઘ્ર માર્યો ગયો
તે પછી સંઘર્યો ભુપ સત્રાજીતે;
તેમણે ઘોર ઘર કલેશને અનુભવ્યો
કૃષ્ણ ભગવાન પણ નાશકારક મણી;
જીંદગીભર લગી જીરવી ના શકયા
હાથ હીરો ગયો નાશ કેવો થયો;
કોટી છપ્પન જુઓ જાદવો કયાં ગયા ?
વીર વિક્રમ સભાભૂપ હસ્તે ચડયો
ત્યાંય પણ શીઘ્ર શાપિત મણી એ નડયો
કુદરતે કારમો કેર વરતાવવા;
નાશકારક મણી સૃષ્ટિમાં છે ઘડયો.

**વલ્લભીપતી—**

હાંરે જુઠી જુઠી ! જહાંકી યે માયા !
માયા જહાંકી જુઠી જુઠી—રે
ફસે માયામેં સુરત ગુમાની !
કરે બેર બિરાદરી નાદાની—રે
જર જોરૂ જુવાની સબ ફાની
ખાલી ફુની દુના હય જીંદગાની—રે

**વલ્લભીપતી—**

રસીકજી રંગીલા છેલા
[illegible] તારા છે નગીનીયાં મારા વાહાલમાં—રસીકજી
પાટણનાં પટોળાં લાવો હીરા કંકણ જોડ
અનદરા અમદાવાદી ચોળી ફરવાના છે કોડ
સુરતી જરીઅન સાડી સોહે ઝાંઝરનો ઝણકાર
તસતસતી ચોળી સીવડાવો મ્હારા હૈયા હાર,

**વલ્લભીપતી—**

ખાલી હતાને ખાલી થયા ભાઇ બાકી રહ્યું અહીં કાંઈ નહીં
ખોટી છે માયા ખોટી આ કાયા ખાલી ફુલાવા કાંઈ નહિં
જુઠની બાજી છે બધી આ નામ નીશાની કાંઈ નહિં
કાળની માયા વાદળ છાયા વીતી જવાની કાંઈ નહિં
જર જોરૂ ને જોબન જીવન ખાખ થવાનું કાંઇ નહિં
પંચ ભુતોનો પિંડ અરે આ રાખ થશે કે કાંઈ નહિં

**શીયળવતી—**

નેકીકા ફુલ હય ન્યારા,
યારો બુરી બદીહેં હયે હરેક દારા—　　નેકીકા૦
કહો કયસેં બચ જાય સત્સંગસે, જહાં બીચ બને બદ ખસલત,
આખીર તો ફસ જાય હરામી કભી ન જીતે બદ ખસલત,
જગમેં નેક ચલન હયે નુર હજારા—નેકીકા૦
અગર સતાવે લાખ સીતમગર બનકર દુશ્મન આદમકો,
બસ આવે હરગીઝ નહિ પેહ સજાવાર આદમકો,
ચૂંકે કયું રાસ્તી અય ખુદાકા પ્યારા—　　નેકીકા૦

**શાહ કે ચોર—**

એક જ્યોત ઝલે મારા નૈનનમાં
મારા યૌવનનાં મુલ ના અંકાય
હું મસ્તાનીરે દીલના દર્દોને દર્દી પારખે........
મારા અંગો અંગ છે નાચી રહ્યાં
મારાં અધરો ઉડીને અથડાય
હું મસ્તાનીરે દીલના દર્દોને દર્દી પારખે........
મારા મનમાં વસ્યા છે મોહિનીઆં
મારા મોતીડાંતો છુપાં છુપાં ન્હાય
હું મસ્તાનીરે દીલના દર્દોને દર્દી પારખે........
રસીયા એ રસરંગ જમાવી
બેશરમે મુજને શરમાવી
કોમળ કાયા આ કરમાવી દીલના દર્દોને દર્દી પારખે....

**શાહ કે ચોર—**

ગંગા પ્રદેશની માટી મંગાવો
ઓરડા લીપાવો પરસાળો લીપાવો
સાસુ સંદેશોને નણુદી કાગળીએ
જેઠાણીને આપી તેડવા જાઓરે પીયુડાજી.
સાસુને સાલોને નણુદીને વાયદો
જેઠાણીને દક્ષીણીના ચીરરે પીયુડાજી.
સાસુ ખાઇ જાશેને નણુદી લઇ જાશે
જેઠાણીનાં કાલ પાછાં આવરે પીયુડાજી

## ( સમાપ્ત )

સુરત બરાનપુરી ભાગળ, ઉપર આવેલા શ્રી "મોહેશ્વર" પ્રિન્ટીંગ પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે છાપી